# अस्य प्रकाशने सुकृतिनो द्रव्यसहायकाः।

सं. २००० वर्षे राधनपुरनगरे श्रीपर्यूषणापर्वणि संपादक-पूज्यवर्य्याणां शिष्यरत्न पू. मुनिश्रीरैवतविजयेन कृतचतुस्त्रिंशदुपवासरूपतपसः पुण्यस्मरणार्थं पुण्यवद्भिः भाद्रपदीयकृष्णनवमीतिथौ वितरिता रूप्यकाः—

| | | |
|---|---|---|
| १०१) श्रेष्ठि | नरोतमदास मनसुख मोरखीया | राधनपुर |
| १०१) ,, | वरधीलाल कचरालाल दोसी | ,, |
| ५०) ,, | जमनादास जादवजी वोरा | ,, |
| २५) ,, | मणिलाल गणपत मोरखीया | ,, |
| २५) , | हीरालाल नरपतलाल जोटा | ,, |
| २५) ,, | नाथालाल रवजीभाइ वखारीया | ,, |
| २५) ,, | मणिलाल मनसुखलाल शाह | ,, |

सं. २००५ वर्षे श्रीनारङ्गतीर्थ संपादकपूज्यगुरुवर्य्यनिश्रायां वैशाखशुक्लसप्तमीतिथौ पूनासीटीवास्तव्यसुश्राद्धका श्रामती धनाबाईकारितसमवसरणश्रीजिनबिम्बस्थापनविधेः शुभस्मरणार्थं-मेतयाऽन्यैश्च वितरिता रूप्यकाः—

१०१) स्व. शेठ बाबुलाल चंद्रभाण मुनोत,
हा मातुश्री धनाबाई. — पूनासीटी

१०१) शेठ हीरालाल पृथ्वीराज चोपडा — केलगाम

५१) स्व. श्रीमती जडावबाई पृथ्वीराज ,, हा. हीरालाल — ,,

५१) शेठ पन्नालाल रघुनाथ गुंदवा हा. अ. सौ. धर्मपत्नी
नांगीबेन — पूनासीटी

२५) ,, पन्नालाल चुनीलाल कटारीया — मीरज

# નિવેદન

શ્રીષડ્દર્શનસમુચ્ચય લઘુટીકાની એક હસ્તપ્રતિ સં. ૧૯૯૯ના અમારા વિહારમાં શ્રી રાધનપુરમાં મ્હારા અવલોકવામાં આવતાં મ્હને લાગ્યું કે તુલનાત્મક દૃષ્ટિએ દાર્શનિક સાહિત્યનો અભ્યાસ કરવા માગતા આ જમાનામાં આ ગ્રંથરત્નનું સંપાદન થયું હોય તો તે અતીવ ઉપયોગી નિવડે.

આ ગ્રંથના મૂલકાર યાકિની મહત્તરાસૂનુ સુપ્રસિદ્ધ ૧૪૪૪ ગ્રંથના કર્તા આચાર્ય પ્રવર શ્રી હરિભદ્રસૂરિ મહારાજ છે. તેઓશ્રીએ ૮૭ શ્લોકોમાં મૂળ ષડ્દર્શનની રચના કરી છે. તેમાં બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, જૈન, વૈશેષિક, જૈમનિ અને લોકાયત-ભૌતિક, એ મતોનું નિરૂપણ કરેલું છે. સુગૃહીત નામધેય આચાર્યશ્રી હરિભદ્રસૂરિ મહારાજે આસ્તિક અનાસ્તિક દર્શનોની આ રીતે સંકલના કરવાની પ્રેરણા પોતાના પુરોગામી સમર્થ જૈનાચાર્ય **શ્રી સિદ્ધસેન દિવાકરજીની** ચમત્કારિ બત્રીસીઓમાંથી મેળવી હોય એમ કેટલાકનું માનવું છે. આને મળતો પ્રયાસ જૈનેતરોમાં માધવાચાર્યે 'સર્વદર્શનસંગ્રહ' રચીને કરેલ છે. તે આનું એક અનુકરણ માત્ર છે. જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઈતિહાસમાં શ્રી મોહનલાલ દલીચંદ આ વિષે પૃ. ૧૧૪ પેરા ૧૬૧માં લખે છે કે—

"આ બત્રીશીઓ જ શ્રી હરિભદ્રસૂરિના ષડ્દર્શન સમુચ્ચય અને માધવાચાર્યના સર્વદર્શન સંગ્રહની પ્રાથમિક ભૂમિકા છે."

તેઓશ્રીના રચેલા ચારે અનુયોગો ઉપર મૂલ તથા ટીકારૂપે સંસ્કૃત તથા પ્રાકૃત ભાષામાં ગદ્ય તથા પદ્ય પદ્ધતિથી આગમિક તથા તાર્કિક એમ

અનેક ગ્રન્થો વર્તમાન સમયે જે વિદ્યમાન છે તેમાંથી એટલું તો નિશ્ચિત થાય છે કે-શ્રીમાન્ હરિભદ્રસૂરિજી પોતે શ્વેતામ્બરાચાર્ય હતા, ગચ્છનું નામ વિદ્યાધર હતું, ગચ્છપતિ આચાર્યનું નામ જિનભટ હતું, દીક્ષાગુરુનું નામ જિનદત્ત હતું, ધર્મજનેતા સાધ્વીનું નામ યાકિની મહત્તરા હતું. (જુઓ આવશ્યકટીકાના અંતે) તેમના સમયને ઉદ્દેશી શ્રુતપરંપરાથી વિ. સં. ૫૮૫માં તેમનો સ્વર્ગવાસ થયાનું મનાય છે, જ્યારે કેટલાક આધુનિક પંડિતો તેમનો સ્વર્ગવાસ ૭૫૭ થી ૮૨૭ સુધીમાં માને છે.

શ્રી હરિભદ્રસૂરિજીનો આ મૂળ ગ્રંથ યદ્યપિ સરલ સંસ્કૃત શ્લોકબદ્ધ સ્વતઃ અર્થ પારદર્શક છે. તથાપિ તેની અભ્યાસોપયોગિ પ્રથમ ટીકા કરવાનું માન આચાર્ય શ્રી વિદ્યાતિલકસૂરિજીના ફાળે જાય છે. તેઓશ્રીએ આ ટીકા સં. ૧૩૯૨માં આદિત્યવર્દ્ધન નગરમાં રચ્યાનું પોતાની પ્રશસ્તિના પાંચમા પદ્યમાં સ્પષ્ટ લખ્યું છે—

" वैक्रमेऽब्दे युग्मनन्द-विश्वदेवप्रमाणिते ।
आदित्यवर्द्धनपुरे, शास्त्रमेतत्समर्थितम् ॥ ५ ॥"

આ ટીકાકાર મહારાજાની પોતાની આ જ ગ્રંથની ટીકાના અંતમાં આપેલી પ્રશસ્તિ ઉપરથી પોતે રૂદ્રપલ્લીય ગચ્છના મુકુટમણિ આચાર્ય-પ્રવર શ્રી સંઘતિલકસૂરીશ્વરના પટ્ટપ્રભાવક શિષ્યરત્ન હોવાનું આપણને વિદિત થાય છે. આ રહ્યાં તે પદ્યો—

" श्रीरुद्रपल्लीयगणे गणेशः, श्रीचन्द्रसूरिर्गुणगौरिरासीत्
तद्वन्धुरिन्द्रप्रभकीर्तिसूरि-र्जीयाच्चिरं श्रीविमलेन्द्रसूरिः ॥१॥
नन्दन्तु श्रीगुरवः, श्रीगुणशेखरमुनीश्वरास्तदनु ।
श्रीसंघतिलकसूरि—स्तत्पट्टे जयतु चिरमधुना ॥ २ ॥

तत्पट्टपयोजभृङ्गो, विद्यातिलको मुनिर्निजस्मृतये।
षड्दर्शनीयसूत्रे, चक्रे विवृत्ति समासेन ॥ ३ ॥ "

આ ટીકાનું ગ્રંથ પ્રમાણ ૧૨૫૨ શ્લોક પ્રમાણ છે, તે દર્શાવતાં પણ તેઓશ્રી ફરમાવે છે—

" सप्ताशीतिश्लोकसूत्र-टीकामानं विनिश्चितम्।
सहस्रमेकं द्विशती, द्वापञ्चाशदनुष्टुभाम् ॥ ७ ॥ "

આ આચાર્યનું બીજું નામ **શ્રી સોમતિલકસૂરિ** પણ હતું. તેમણે આ ષડ્દર્શનની ટીકા ઉપરાંત **શ્રી વીરકલ્પ, શીલતરંગિણી લઘુસ્તવટીકા** આદિ ઘણા ગ્રન્થરત્નોની રચના કરેલી છે. (જુઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૪૩૨) **જૈન ગ્રંથાવલીના** પૃ. ૫૬ માં (કૉન્ફરન્સ) તેઓ સં. ૧૩૭૩ માં સૂરિપદે આવ્યા અને સં. ૧૪૨૪ માં સ્વર્ગવાસી થયાનો ઉલ્લેખ કર્યો છે.

જૈન ગ્રંથાવલીના આ ઉલ્લેખકારે પણ પૃ. ૭૯માં નોંધ્યું છે કે "વિદ્યાતિલક એ સોમતિલકસૂરિનું બીજું નામ છે. તેઓએ સં. ૧૩૮૯માં તીર્થકલ્પના અંતે રહેલું **વીરકલ્પ** રચ્યું છે. **જિનદેવસૂરિ** એમના શિષ્ય હતા. "

શ્રી વિદ્યાતિલકસૂરિજીની આ ટીકામાં શ્રી **પ્રમાણમીમાંસા** તથા શ્રી મલ્લિષેણાચાર્યકૃત શ્રી **સ્યાદ્વાદમંજરીનો** પ્રભાવ ઘણો પડેલો જોઇ શકાય છે. અમારા ટિપ્પનોમાં અમે ઘણે સ્થલે તેના સંબંધો ટાંકેલા છે. સં. ૧૩૪૯ માં સ્યાદ્વાદમંજરી રચાયાનું માલુમ પડે છે. તે પછી ૪૩ વર્ષે આ ટીકા રચાય છે. આ ટીકાના ઘણા પાઠો ઉપરથી ટીકાને મલતા જુલતા આવે છે. અમારે કહેવું જોઇએ કે સંશોધનમાં અમોએ તેનાથી ઘણી રાહત અનુભવી છે.

અને આ પછીની આ મૂળ ગ્રંથ ઉપર બીજી ટીકા આ. શ્રી ગુણરત્નસૂરિજીની બનેલી જણાય છે. પ્રસ્તુત આ. શ્રી વિદ્યાતિલકસૂરિજીની આ ટીકાની અસર આ. શ્રી ગુણરત્નસૂરિજીની ટીકા ઉપર થયેલી જરૂર દેખાઇ આવે છે. સંશોધન તથા સંપાદનમાં તેનો ઉપયોગ પણ અમે છૂટથી કરેલો છે. વાંચકોને તે, તેને મળતાં અમોએ કરેલાં ટિપ્પનો ઉપરથી સમજી શકાશે. ગુણરત્નસૂરિજીની આ ટીકા 'તર્કરહસ્યદીપિકા' નામની છે. તેનું ગ્રંથ પ્રમાણ ૪૨૫૨ શ્લોકનું હોઇ બૃહદ્વૃત્તિના નામે પણ તે જૈન સાહિત્યમાં ઓળખાય છે. તેની અપેક્ષાએ પ્રસ્તુત ટીકા લઘુવૃત્તિના નામે ઓળખાય છે. ગુણરત્નસૂરિજી તપાગચ્છના આ. શ્રી દેવસુંદરસૂરિજીના શિષ્ય હતા. તેમણે પણ કલ્પાન્તર્વાચ્ય, ક્રિયારત્નસમુચ્ચય તથા અવચૂરિઓ વિગેરે ઘણા ગ્રન્થો રચી જૈનવાઙ્ગમયની અપૂર્વ સેવા કરી છે ષડ્દર્શન ઉપરની ટીકા તેઓશ્રીએ સં. ૧૪૬૬ ના અરસામાં રચેલી છે. આ ટીકામાં તેઓશ્રીએ દરેક દર્શનોની ચર્ચાને અંતે તે તે મતવાલાઓના બાહ્ય વેષ, વિચાર, આચાર, ક્રિયા, માન્ય ગ્રન્થ, ઈષ્ટ ઉપાસના આદિની નોંધ પણ ઠીક ઠીક આપેલ હોઈ અભ્યાસીઓને સોપયોગી જાણી તેનો સંબંધ અમે ટિપ્પનોમાં લીધેલ છે. મજકુર બૃહદ્વૃત્તિનું સંપાદન કાર્ય સ્વર્ગસ્થ પરમગુરુદેવ સકલાગમરહસ્યવેદિ આ. વિજયદાનસૂરીશ્વરજીના શુભ હસ્તે થયેલું છે.

આ સિવાય ષડ્દર્શન ઉપર બીજી કોઇ ટીકાઓ થયેલી હોવાનું દૃષ્ટિગોચર થતું નથી. આ ગ્રંથના સંપાદનમાં શ્રી હારિભદ્રીય ષડ્દર્શન સંપૂર્ણ થયા પછી એક અજ્ઞાતકર્તૃક લઘુ ષડ્દર્શન સમુચ્ચય આપવામાં આવેલ છે. જો કે આ ષડ્દર્શને આ પુસ્તકના માત્ર ત્રણ પૃષ્ઠ જ રોકયાં છે, તોપણ લેખકનો શ્રમ આવકારવા લાયક છે. પૃ. ૧૫૭માં તેમણે કયા દર્શન કયા નયમતને અનુસરે છે તે તારવવા સાથે નય, દુર્નય, તથા પ્રમાણ વચ્ચે રહેલ વિશેષતાને પણ સ્પષ્ટ કરી છે. તેની થોડીક પંક્તિઓ નીચે મુજબ છે.—

" नैगमनयानुसारिणौ नैयायिकवैशेषिकौ, संग्रहनयानुसारिणः सर्वेऽपि मीमांसकविशेषा अद्वैतवादाः सांख्यदर्शनं च, व्यवहारनयानुसारिणः प्रायश्चार्वाका नास्तिकाः, ऋजुसूत्रनयानुसारिणो बौद्धाः, शब्दादिनयावलम्बिनो वैयाकरणादयः... परस्परसापेक्षं सर्वनयमयं तु जिनमतम्...प्रमाणम्।"

આથી સર્વ ધર્મોના તુલનાત્મકદષ્ટિએ અભ્યાસમાં માનનારાઓને તે સર્વમાંથી જેમાં વિશેષ રહેલ છે તે તારવવાની દૃષ્ટિનું ઉદ્બોધન સારૂં મળી રહે છે. તુલનાત્મક અભ્યાસનો અર્થ જો મારી મચડીને પણ બધા ધર્મોને સરખા મનાવવાનો હોય કે જે પ્રમાણે વર્તમાનમાં મનાઈ રહ્યું છે, તો તે મજકુરદષ્ટિને ઘોર અન્યાય છે, મહા અનર્થ છે. એમ અમારૂં સ્પષ્ટ મન્તવ્ય છે.

આ મૂલ ષડ્દર્શનની કૃતિ સિવાય એતદ્વિષયક બીજી કૃતિ જો કોઈની જોવામાં આવતી હોય તો તે આ. **શ્રીરાજશેખરસૂરિ** મહારાજની છે. આ આચાર્ય શ્રી મલધારી ગચ્છના સં. ૧૪૦૫માં હતા. તેમણે **ચોવીસ પ્રબંધ** તથા કથાના ચોરાશી ગ્રંથો, ન્યાય કંદલી ઉપર પંજિકા વિગેરે હૃદયંગમ ગ્રંથો રચ્યા છે. તેમનો **ષડ્દર્શન સમુચ્ચય** ૧૮૦ શ્લોકમાં ૨૪૦ ગ્રંથ પ્રમાણ પદ્યમાં રચેલો નાનો છતાં મનોહર છે. (જુઓ જૈન સા. સં. ઇતિહાસ પૃ. ૪૩૭ તથા જૈન ગ્રંથાવળી પૃ. ૭૮–૭૯) ટિપ્પનોમાં અમે તેનો પણ ઉપયોગ કરેલો છે.

વિશાળ ગૂજરાત પ્રદેશમાં દાર્શનિક અને તાર્કિક તેમજ વ્યાકરણ આદિ વિષયોમાં જે ખેડાણ જૈન શ્રમણમહાત્માઓએ કર્યું છે તે કરનારા બૌદ્ધ કે બ્રાહ્મણ પંડિતોમાંથી કોઈ નીકળ્યા નથી એ નિર્વિવાદ હકીકત છે. આધુનિક સમયમાં જૈન શ્રમણ સંસ્થા આવા મૌલિક પ્રયાસો પાછળ ધ્યાન આપે તે વિશેષ ઇચ્છવા યોગ્ય છે.

આ ટીકા, અગાઉ ચોખંબા સિરિઝ-બનારસ તરફથી ઇ. સ. ૧૯૦૫ માં-વિ. સં. ૧૯૬૨માં પ્રસિદ્ધ થયેલી જોવામાં આવે છે. આશ્ચર્યની હકીકત છે કે તે ટીકા આ. શ્રી વિદ્યાતિલકસૂરિનો જ હોવા છતાં મણિભદ્રસૂરિના નામે ચઢી ગઇ છે. જૈન સાહિત્યના ઇતિહાસમાં આ નામના આચાર્ય જ થયેલા કોઇ જોવામાં આવતા નથી. પં. શ્રી કલ્યાણવિજયજી ગણિવરે શ્રી ધર્મસંગ્રહણીના ભાગ બીજામાં જે વિદ્વત્તાપૂર્ણ "ग्रन्थकार-परिचय" લખ્યો છે. તેના પૃ. ૧૮માં નીચે પ્રમાણે નોંધ કરી છેઃ—

"(७६) अयं (षड्दर्शनसमुच्चयः) गुणरत्नसूरिणा मणिभद्रेण च विदुषा क्रमनो वृहत्या लघ्व्या च टीकया समलङ्कृतः, मुद्रितश्च।"

તે કેવળ આ ચોપડી જોઈને જ થયેલી જણાય છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે આ ચોપડી ઇ. સ. ૧૯૦૫-વિ. સં. ૧૯૬૨માં પ્રસિદ્ધ થઇ છે અને શ્રી ધર્મસંગ્રહણી બીજો ભાગ ઇ. સ. ૧૯૧૮-વિ. સં. ૧૯૭૪માં બહાર પડેલ છે. "परिचय" તેમણે સં. ૧૯૭૪ની શ્રાવણ સુદિ પૂર્ણિમાએ લખેલો છે. એટલે અમોને લાગે છે કે આ ભૂલ ઉપર્યુક્ત મુદ્રિત ચોપડી ઉપરથી થયેલી છે, સિવાય કે એમાં વિશેષ તપાસ કરાઈ નથી. એ જ "ગ્રન્થકાર-પરિચય"ના પૃ. ૧૧માં તેમણે લખ્યું છે કે—

"(११) श्रीमणिभद्रः षड्दर्शनलघुटीकायाम्- "इह हि श्री जिनशासनप्रभावनाविर्भावकप्रभोदयभूरियशश्चतुर्दशशतप्रकरणकरणोपकृतजिनधर्मो भगवान् हरिभद्रसूरिः।"

આની ઉપર નંબર ૧ની ટિપ્પનીમાં તેમણે નોંધ કરી છે કે—"१-अस्या निर्माणसमयोऽद्यावधि न निर्णीतः।" આ બાબતમાં પણ કહેવુ જોઇએ કે જો ગ્રંથકર્તાની પ્રશસ્તિવાળી હસ્તપ્રતિ તેમના હાથમાં

આવી હોત તો આ ટીકા "મણિભદ્ર"ના નામે ઉલ્લેખવાનું અને તેનો રચના સમય અદ્યાવધિ અનિર્ણીત જણાવવાનું તેમના હાથે હરગીજ લખાયું ન હોત.

ત્યારે સાદ્યંત ગ્રન્થ વિદ્યાતિલકસૂરિજીનો જ હોવા છતાં તેના પ્રથમ પ્રકાશકો ચોખંબા સિરિઝ વિગેરેના હાથે તેને શ્રી "મણિભદ્ર"ના નામે ચઢાવી દેવાનો ગોટાળો કેમ થઇ ગયો હશે? આ શંકાનું સમાધાન એમ લાગે છે કે-પ્રશસ્તિ ચોરાઇ ગયેલી કોઈ પ્રતિ તેમના હાથમાં આવી હશે, તેના ઉપર પ્રતિલેખક તરીકે "મણિભદ્ર"નું નામ તેમણે વાંચ્યું હશે, પ્રતિના લેખક અને કર્તા વચ્ચેનો ભેદ તેમની સ્મૃતિ બહાર ગયેલ હશે અને તેથી આ ગોટાળો થયો હશે. દાખલા તરીકે અમારી સામે રહેલી 'जं' અને 'घ' પ્રતિઓ પણ ચોખંબા સિરિઝની પુસ્તિકા માફક પ્રશસ્તિનાં આદ્ય પાંચ ૭ પદ્યો વિનાની છે. હવે जं પ્રતિના અંતે "संवत् १५७२ वर्षे ज्येष्ठसुदि ६ दिने सोमवारे लिलिखे मु० पद्मवर्द्धनेन टीकेयं षड्दर्शनसमुच्चयस्य।" આવી પુષ્પિકા લખેલી છે. તે જો કદાચ એ સંપાદક (ચોખંબા સિરિઝ)ના હાથમાં આવી હોત તો સંભવ છે કે તેમણે આ ટીકા "પુણ્યવર્ધનસૂરિ" ના નામે ચઢાવી દીધી હોત અને घ પ્રતિના અંતે જે "चतुर्दशशतचत्वारिंशत्प्रकरण-सूत्रनिर्माणादिब्रह्मणो याकिनीसूनुविरुदधारिणः प्रभावकचक्र-चक्रवर्तिनः परमप्रतिमावैभवाभिभूतसुरगुरोः श्रीश्रीश्रीहरिभद्रसूरि-गुरोः कृतिरियं समाप्ता।" આવી પુષ્પિકા લખેલી છે. તે જો તેમની પાસે આવી હોત તો આ ટીકાને તેઓ સ્વોપજ્ઞ પણ જણાવી દેત! પણ આવો કોઇપણ પ્રકાર જણાવવો તે જેટલો સત્યથી વેગળો છે તેટલો જ આ ટીકાને શ્રી મણિભદ્ર કે મણિભદ્રસૂરિના નામે જણાવવાનો પ્રકાર સત્યથી બરખિલાફ છે તે શંકા વિનાની વાત છે. ચાહે તેમ

હોય, તત્ત્વ એ છે કે મણિભદ્ર નામની કોઇ સાહિત્યક વ્યક્તિ થયેલ નથી. એટલે ષડ્દર્શનની આ લઘુ ટીકા તેમની બનાવેલી નથીજ, કિન્તુ આ. શ્રી વિદ્યાતિલકસૂરિજીની જ બનાવેલી છે, તે તેમની પ્રશસ્તિથી તથા બૃહત્ ટીપ્પનિકા તથા જૈન ગ્રંથાવલી (પૃ. ૭૯) અને જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. (૪૩૨) વિગેરેના ઉલ્લેખોથી પણ પૂરવાર છે. વળી તેમની નોંધો ઉપરથી એ પણ સાફ દીવા જેવું માલુમ પડે છે કે ષડ્દર્શન ઉપર એક આ, અને બીજી આ. શ્રી ગુણરત્નસૂરિજીની બૃહટ્ટીકા, એમ બે જ ટીકાઓ છે, ત્રીજી કોઇપણ જોવામાં આવેલ નથી.

વળી આ ગ્રન્થના સંપાદન તથા સંશોધનમાં જે હસ્તપ્રતિઓનો ઉપયોગ થયેલો છે, તથા જેના ઉપરથી પાઠાંતરો વિગેરે લેવામાં આવેલા છે તેની હકીકત પ્રતિપરિચયમાં પ્રકાશક તરફથી નિવેદિત થનાર હોઇ તેનું પિષ્ટપેષણ અમે કરતા નથી. જ્યાં અશુદ્ધ પાઠ હોય અને પ્રતિઓમાંથી શુદ્ધ પાઠ મળેલ ન હોય ત્યાં અમોને લાગેલ શુદ્ધ પાઠ ( ) કૌંસ કરીને દેખાડેલ છે, તથા વધારાનો અશુદ્ધ પાઠ લાગેલ હોય તે [ ] કાટખૂણમાં દેખાડેલ છે. પાઠાંતરમાં મૂકેલ પાઠો કેટલેક સ્થલે મૂળ વિગેરેમાં રાખવા જેવા અમોને લાગવા છતાં પ્રતિક વિગેરેમાં સામેની બધી પ્રતિઓ એક સરખો પાઠ આપતી હોય તેવા સ્થલે તેમને પાઠાંતરમાં રાખવા અમે ઉચિત સમજ્યા છીએ.

આ ગ્રંથમાં ઘણા ઉપયોગી વિષયોનો સમાવેશ થયેલો છે. મૂળમાં તથા ટીકામાં સંક્ષેપમાં કહેવાયેલ કેટલીક હકીકતોનો જોઇતો વિસ્તાર ટિપ્પણોથી બતાવવામા આવેલ છે. આથી અભ્યાસીઓને આ ગ્રંથ ઘણો મદદગાર નીવડશે, એમાં અમોને શંકા નથી. છયે દર્શનોના મૌલિક પ્રમેય, પ્રમાણાદિ પદાર્થ સ્વરૂપ સાથે ત્રણસો ત્રેસઠ પાખંડીઓનું, નૈગ-

માદિક નયોનું, સાત એકાન્તવાદોનું, તથા તે સમગ્રનો જેમાં સમાવેશ થયો છે તે અનેકાન્તવાદ અથવા સ્યાદ્વાદ–સપ્તભંગી આદિનું સ્વરૂપ પણ તલસ્પર્શી આલેખાયેલું વાંચકો આ ગ્રંથના મૂળ, ટીકા, તથા ટિપ્પન વિભાગોમાં રીતસર જોઇ શકશે. સાથે સાથે આ ગ્રંથમાંથી તેઓને એ પ્રકાશ પણ પ્રાપ્ત થશે કે–' **પરંપરાને આજ્ઞાવત્ માન્ય રાખવાનો શાસ્ત્રાજ્ઞાનો આદેશ અંધપરંપરા માટે નથી પરંતુ આગમોક્ત યુક્તિયુક્ત હોય તેને જ માટે છે.** ' તેમજ હાલમાં પાશ્ચિમાત્ય વિદ્યાના પ્રવેશથી પૃથ્વી ચર અને સૂર્યાદિ સ્થિર હોવાનું જે બતાવાય છે તે તેમ નથી કિન્તુ પૃથ્વી સ્થિર અને સૂર્યાદિ ચર છે એમ અનુમાનાદિ પ્રમાણોના વિષયમાં પ્રત્યક્ષ સિદ્ધ બતાવાયું છે.

આ ગ્રન્થના સ્વાધ્યાયથી દરેક તટસ્થ પરીક્ષકને પ્રત્યેક દર્શનનો મુકાબલો કરતાં સુગત તથા વેદાન્તાદિ અન્ય તમામ દર્શનો કરતાં જૈનદર્શનની શુદ્ધ સર્વજ્ઞ પ્રરૂપિત શુદ્ધ તાત્ત્વિક તથા વૈજ્ઞાનિક બધી દૃષ્ટિથી સર્વાંગ સંપૂર્ણ સર્વોદયના સાધક તરીકેની વિશિષ્ટતા તરી આવ્યા વિના રહેશે નહિ. અન્ય સર્વ દર્શનો જૈનદર્શનમાંથી ભિન્ન ભિન્ન એકાન્ત નયવાદો લઇને નીકળેલાં છે, તે એક નક્કર હકીકત છે તે ભૂલાવું ન જોઇએ.

વર્ત્તમાનમાં જે અનેક પ્રકારના વાદો આ દેશમાં અને અન્યદેશોમાં પણ ચાલી રહ્યા છે તે ઈશ્વર, અહિંસા તથા સત્યને ઢાલરૂપે ચાહે તેટલા આગળ ધરે તેથી તેનું ભૌતિકવાદિપણું પરીક્ષક આગળ બીલ્કુલ ગુપ્ત રહી શકે તેવું નથી. નામ આકારથી ભિન્ન કલેવરને ધરાવી પોતાને 'આર્ય' કહેવડાવતા આ વાદોનો ઝુકાવ ઇસ્લામ, ઇસાઈ આદિ અનાર્યવાદો તરફ જ વળેલો જોવાશે, એટલું જ નહિ, વિશેષતઃ અનુકરણ પણ તેનું જ થયેલું અને થતું માલુમ પડશે. આ જડવાદોની અસર નીચે

આવીને આજના યુવાન તથા વિદ્યાર્થીવર્ગ જે આર્ય ધર્મોને જુનવાણી કહી તિરસ્કારવા લાગ્યો છે તેમને આ ગ્રંથનો સદ્બુદ્ધિથી સ્વાધ્યાય કરવા અને તેમાંથી સત્ય ગ્રહણ કરી શ્રદ્ધારુચિ તથા ક્રિયારુચિ થવા અમારો ખાસ આગ્રહ છે.

આ સુંદર ગ્રંથરત્નના સંશોધન-સંપાદનમાં અમારી જે કાંઇ ખામી રહેલી હોય તેને સુધારી લેવા તજ્જ્ઞોને નમ્ર વિનંતિ છે. અન્તે ભૂતમાત્રનું કલ્યાણ કરનાર પરમ સત્યાવિર્ભાવક શ્રી જિન પરમાત્માનો અનેકાન્તવાદ, કે જે સ્વકર્મબદ્ધ સારાયે જીવલોકને મોક્ષ પામી મૃત્યુ તરી જવા માટેની તે તારક જિનરાજની અણમોલ કરુણાભરી બક્ષિસ છે તેની શ્રી સમ્મતિસૂત્રમાં પૂજ્ય શ્રી સિદ્ધસેન દિવાકરજીએ કરેલી સ્તુતિ અહીં રજુ કરી વિરમીશ—

" जेण विणा लोगस्स वि, ववहारो सव्वहा न निव्वडइ।
तस्स भुवणेक्कगुरुणो, नमो अणेगंतवायस्स ॥ ६९ ॥
भद्दं मिच्छादंसण-समूहमइयस्स अमयसारस्स।
जिणवयणस्स भगवओ, संविग्गसुहाहिगम्मस्स ॥७०॥"

(सम्मतिसूत्र ३)

—'જેના વિના લોકોનો વ્યવહાર પણ સર્વથા ચાલી શકતો નથી તે ત્રિલોકના એક ગુરુ સમાન અનેકાન્તવાદને અમારો નમસ્કાર છે. જે અન્ય દર્શનોના સમૂહરૂપ છે, જે અમૃતતુલ્ય સ્વાદિષ્ટ છે, જેનું તત્ત્વ નિઃસાર સંસારના વૈરાગ્ય ગુણે કરીને જ સુખે કરી સમજી શકાય તેવું છે, તે શ્રી જિન વચનરૂપ ભગવાનનું કલ્યાણ થાઓ, તે સદા જયવંત વર્તો.' ઇતિશમ.

મ્હેસાણા, જૈન ઉપાશ્રય — પરમગુરુ આચાર્યશેખર વિજયપ્રેમસૂરિ
૨૦૦૫ : શ્રાવણ વદ ૧૦ શુક્રવાર — ચરણચંચરિક વિજયજંબૂસૂરિ

# પ્રકાશકીય નિવેદન

પરમપૂજ્ય ગુરુવર્ય્ય આચાર્યદેવ શ્રી ૧૦૦૮ વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબ સપરિવાર સં. ૧૯૯૯માં મણિઆર શેઠ હરગોવન જીવરાજની સાગ્રહ વિનંતિથી તેમની બ્હેન શ્રીમતી જાસુદની દીક્ષા આપવા માટે વૈશાખ માસમાં શ્રી રાધનપુરતંબોલી શેરીના ઉપાશ્રયે પધાર્યા હતા. ત્યાં કેટલાક રદ્દી પુસ્તક પાનાના કોથળા ભરેલા હતા. શ્રી જમનાદાસ જાદવજી વ્હોરા તથા શ્રી હીરાલાલ નરપતલાલ જોટાના સૌજન્યથી પૂજ્ય આચાર્યદેવના વિનેય રત્ન મુનિરાજ શ્રી રૈવતવિજયજીએ તે તપાસી જોયા તો તેમાંથી **શ્રી ષડ્દર્શન સમુચ્ચય** ટીકાની પ્રત આખી મળી આવી આ પ્રતિને "જં" સંજ્ઞાથી અહીં ઓળખાવવામાં આવી છે. પૂ. ગુરૂદેવે તેનું અવલોકન કર્યું તો તેમાં પ્રસ્તુત ટીકા જોઇ તેઓ સાહેબે તેના સંપાદનથી સમાજને ઉપકાર થવો જાણી તે સંબંધી અમારે બજાવવા યોગ્ય કર્તવ્ય તરફ ધ્યાન ખેંચ્યું. તેઓ સાહેબના ઉપદેશને મસ્તક ઉપર ચઢાવી અમોએ આ સંસ્કરણનું કાર્ય ઉપાડી લીધું.

શ્રી મુક્તાબાઈ જ્ઞાનમંદિરના શરૂથી જ ઉત્સાહી કાર્યકર પાટણના ભોજકજ્ઞાતીય પંડિત અમૃતલાલ મોહનલાલ કે જેઓ પ્રાચીન હસ્ત-

પ્રતિઓની લીપીપારખ આદિ કળામાં સિદ્દસ્ત છે, તેઓ પાસે આ ગ્રંથની પ્રેસ કોપી કરાવવામાં આવી. તેમણે "जं" "पु" તથા "घ" પ્રતિઓ સામે રાખીને પ્રેસ કોપી કરી છે, તેમાં પાઠભેદ સ્થલે જે પ્રનિનો પાઠ વધારે સંગત પ્રમાણિક લાગ્યો છે તે પ્રતિનો પાઠ તેમણે મૂલમાં લીધો છે અને પાઠભેદવાળી પ્રતિનો પાઠ પાઠાંતરમાં લીધેલ છે. પૂજ્ય શ્રી સંપાદક મહાત્માએ આપેલ ટિપ્પણો આ ગ્રંથમાં ચાલુ ક્રમાંકથી અલગ બતાવવામાં આવેલ છે, જ્યારે પાઠાંતરના સ્થલે પ્રેસની સગવડ સાચવવા માટે ક્યાંક ચિહ્નોથી, ક્યાંક અંગ્રેજી મૂલાક્ષરોથી તો ક્યાંક ક્રમાંકોથી એમ અનિયમીત દેખાડેલ છે; છતાં તે ટિપ્પનાંકોથી જુદાં પડતાં વાંચકોને જરૂર દેખાઈજ આવશે. આ ઉપરાંત અમુક સ્થલે પાઠાંતર તથા ટિપ્પણમાં પ્રત્યંતર તરીકે એક "प्र" પ્રતિનો સંકેત પણ લેવામાં આવેલ દેખાશે, તે પૂજ્યશ્રીએ કોપી મેળવતાં અન્યાન્ય પ્રતિમાંથી ખાસ જે પાઠ વિગેરેનો સંબંધ દેખાડવો ઉપયોગી લાગ્યો તે તેમાંથી ઘટતી રીતિએ દેખાડેલ છે.

હવે પ્રેસકોપીમાં ઉપયુક્ત થયેલી પ્રતિઓના પરિચય ઉપર આપણે આવીએ:

**'जं' प्रति**—આ પ્રતિ **'આચાર્ય** વિજયજંબૂસૂરીશ્વરજી સંગૃહિત **કોશ'ની** છે અને તે શ્રી મુકતાબાઇ જ્ઞાનમંદિર ડભોઇમાં સુરક્ષિત છે. આ પ્રતિ સરખા પ્રમાણના કાગલના બે ટૂકડા સાંધી લાંબા કરેલ દરેક કાગલ ઉપર લખેલી છે. દરેક પત્રમાં બારીકાઇથી જોનારને જ સાંધો દૃષ્ટિગોચર થાય તેમ છે. નકલ કરવા માટે જે સ્થલે લેખકને પુસ્તક મલ્યું હશે તે સ્થલે કાગલનો અભાવ હોવો જોઇએ, જેથી પોતાને જરૂરી વસ્તુ આવી રીતે લખી લેવાની પણ તેમણે ફરજ બજાવી છે. પ્રતિની હાલત

જીર્ણ છે. અને બાજુના હાંસીયાનો વિભાગ લખતી વખતે વધારે રાખવામાં આવેલો, પરંતુ આ પહેલાંના અન્યાન્ય સંગ્રાહકોના દુર્લક્ષ્યથી તે ઘણો તુટી ગયેલો છે અને તેથી કેટલેક સ્થલે ટિપ્પણુ હતાં તેની નોંધ લઇ શકાઇ નથી. પ્રતિનાં પાનાં ૧૫ છે. પ્રતિ પત્રમાં પંક્તિ તથા અક્ષરનું પ્રમાણુ એક સરખું નથી. પક્તિ કોઇકમાં ૧૬-૧૮-૧૯-૨૨ તેમજ ૨૩ પણુ છે અને પ્રત્યેક પંક્તિમાં અક્ષરો ૪૮ થી ૭૧ સુધી પણુ લખાયેલા જોવામાં આવે છે. આ કારણુથી પ્રતિલેખકના હાથે લીપીસૌષ્ટવ જળવાયું નથી, તદ્‌પરાંત વર્ણ વિભ્રમ પણુ કેટલેક સ્થળે ઉભો કરાયેલો દેખવામાં આવે છે, તે નિઃશંક બીના છે. આ પ્રતિના પાનાની લંબાઇ પહોળાઇ ૧૧×૪ ઈંચની એક સરખી છે. આ પ્રતિને અંતે—

"संवत् १५७१ वर्षे ज्येष्ठशुदि ६ दिने सोमवारे लिखिते मु० पद्मवर्द्धनेन टीकेय षड्दर्शनसमुच्चयस्य।"

આ પ્રમાણે પુષ્પિકા છે. એનો અર્થ 'મુનિ પદ્મવર્ધને આ ટીકા રચી' એમ નથી, પરંતુ અગાઉ રચાયેલી આ ટીકાની કોપી-નકલ સં. ૧૫૭૧ના જેઠ સુદ ૬ સોમવારે લખી છે.' પ્રતિલેખકે આ રીતે પોતાનો લખવાનો સંવત્ તો જણાવ્યો છે, કિન્તુ ટીકાકારની પ્રશસ્તિના સાત શ્લોકોમાંથી ગમે તે કારણે પહેલા પાંચ શ્લોકો લખ્યા નથી. 'ઘ' પ્રતિના લેખકે પણ પ્રશસ્તિનાં આદ્ય પદ્યો લખ્યાં નથી. અને પ્રતિના અંતે એવું લખ્યું છે કે જેથી આ ટીકા આ. હરિભદ્રસૂરિજીની સ્વોપજ્ઞ હોય તેવો ભ્રમ વાંચનારને થાય. આ હકીકત 'ઘ' પ્રતિના પરિચયમાં બતાવવામાં આવશે. આથી આવા લેખકો જાણ્યે અજાણ્યે ખરા ટીકાકાર અને ટીકાના રચના કાળ માટે ભ્રમ પેદા કરવાના જોખમદાર બને છે. ઇ. સન્ ૧૯૦૫ (વિ. સં. ૧૯૬૨)

માં ચોખંબા સિરિઝે (કાશી)આ ટીકાની ચોપડી છપાવી પ્રકટ કરી છે જો કે હાલ આ ચોપડી મલતી નથી. તેમાં આ ટીકા આ. વિદ્યાતિલકસૂરિજીની હોવા છતાં 'મણિભદ્રજી' ના નામે પ્રસિદ્ધ કરી દેવામાં આવી છે, તે બેશક ઉપર જણાવ્યા જેવા ભ્રમને જ આભારી છે. અત્રે જાણવું જોઈએ કે મૂલ ટીકાકારની પોતાની પ્રશસ્તિનાં સાત પદ્યો "પુ" પ્રતિમાં મોજુદ છે. જેમાં તેઓશ્રીએ પોતાના અભિધાન સાથે પોતાના ગચ્છ, ગુરુપરંપરા, ટીકાનો રચનાકાળ, તેનું સ્થલ, પ્રમાદાદિ કારણે ટીકામાં અશુદ્ધિ રહી હોય તો તે સુધારવાની સજ્જનોને વિનંતિ, મૂલ તથા ટીકાનું શ્લોક પ્રમાણ અને ગ્રંથ યાવત્ચન્દ્રદિવાકરૌ રહે તેવું આશીર્વચન, વિગેરે ઐતિહ્ય સ્પષ્ટ જણાવેલું છે.

અત્રે શંકા થશે કે આ પ્રતિના લેખકે જે પાંચ પદ્યો આપેલા નથી તે પુ પ્રતિના લેખકે પ્રક્ષિપ્ત કર્યાં કેમ ન હોય? પણ આ શંકા કરવી નિર્મૂળ છે. શ્રી બૃહટ્ટિપ્પણિકા આદિમાં આ ટીકા શ્રી વિદ્યાતિલકીય હોવાના જેવા ઉલ્લેખ સત્તાવાર પ્રાપ્ત થાય છે તેવા 'માણિભદ્રીય' કે 'પદ્મવર્ધનીય' કે 'સ્વોપજ્ઞીય' હોવાના કશા ઉલ્લેખો પ્રાપ્ત થતા નથી. 'ત્યારે ઘણી પ્રતિઓ પ્રશસ્તિના શ્લોકો વિના લખાયેલી પણ કેમ જોવામાં આવતી હશે?' આ સવાલનો ઉત્તર ઉ. શ્રી સમયસુંદરજીએ વૃત્તરત્નાકરની ટીકાની પ્રશસ્તિમાં "कोऽपि मत्सरी मूढः प्रशस्ति चोरयिष्यति" ઇત્યાદિ કાઢેલા ઉદ્ગારો ઉપરથી જણાય છે કે તે કાળમાં ગચ્છાદિકના અયુક્ત મમત્વ, વિચારભેદ, મતાગ્રહ અને તેજોદ્વેષ આદિ કોઇપણ કારણે પ્રશસ્તિઓ ઉડાવી મારવાની પ્રથા ઓછાવત્તા અંશે પ્રચલિત બની હશે: જેનું તે પછીના કાળમાં તિથ્યાદિમતભેદનો સ્થલોમાં તપાખરતરસંવાદ આદિ કેટલીક પ્રતિઓમાં વધારે વિકૃત સ્વરૂપ થયેલું અત્યારે પણ આપણને સાક્ષાત્ દૃષ્ટિગોચર થાય છે.

'**ઘ**' પ્રતિ–આ પ્રતિ સ્વર્ગસ્થ **પંન્યાસજી શ્રી ધર્મવિજયજી** ગણિવરના પુસ્તક સંગ્રહની છે. આ સંગ્રહ પાટણમાં ખેતરવસીના ઉપાશ્રયમાં સુરક્ષિત છે. આ પ્રતિ અમોને તેઓશ્રીના પટ્ટધર શિષ્યરત્ન આ. વિજયસુરેન્દ્રસૂરિજીના સૌહાર્દથી મળી છે. પ્રતિની લીપી અને શુદ્ધિ અત્યુત્તમ છે. **જં** અને **પુ** પ્રતિથી આ પ્રતિ જુદી જ પરિપાટીવાળી છે. આ પ્રતિના પાઠોમાં મૂલશ્લોકના પાઠાંતરો કેટલાક તો અહેતુક જ લેખકે લખ્યા છે. પ્રતિનાં પત્ર ૧૮ છે. દરેક પત્રની પૃષ્ઠિ ઉપર ૧૭–૧૭ પંક્તિઓ છે. પ્રત્યેક પંક્તિમાં લગભગ ૬૬ ૬૭ અક્ષરો છે. પ્રતિના અંતમાં લેખકની પુષ્પિકા આદિ જેવું કશું નથી. છતાં અનુમાને વિક્રમની સોલમી શતાબ્દિમાં તે લખાયેલી લાગે છે. આમાં પણ ટીકાકારની પ્રશસ્તિનાં આદ્ય પદ્યો લખવામાં આવ્યાં નથી. પ્રતિના લેખકે મૂલ ગ્રંથના અંતમાં લખવા લાયક ઉલ્લેખ ટીકાના અંતમાં કેવલ આ પ્રમાણે લખ્યો છે—

**"चतुर्दशशतचत्वारिंशत्प्रकरणसूत्रनिर्माणाद्रिब्रह्मणो याकिनीसूनुविरुदधारिणः प्रभावकचक्रचक्रवर्तिनः परमप्रतिभावैभवाभिभूतसुरगुरोः श्रीश्रीहरिभद्रसूरिगुरोः कृतिरियं समाप्ता ।"**

'**જં**' પ્રતિની માફક આ પ્રતિનો આ ઉલ્લેખ પણ ભ્રમોત્પાદક છે. તેનાથી આ ટીકા સ્વોપજ્ઞ હોય તેવો ભાસ થાય છે. જ્યારે વસ્તુતઃ તેમ નથી. પ્રતિમાં અનેક સ્થલે ટિપ્પણો પણ કરેલાં છે. જેનો યથાયોગ્ય ઉપયોગ થયેલો વાંચકોને આ ગ્રંથમાં માલુમ પડશે.

'**પુ**' પ્રતિ–આ પ્રતિ મુનિવર્ય **શ્રી પુણ્યવિજયજી** શાસ્ત્ર સંગ્રહની છે. તેઓશ્રી ખુદના સૌજન્યથી અમોને પાટણ સાગરના ઉપાશ્રયેથી આ પ્રતિ પ્રાપ્ત થઇ છે. પ્રતિનાં પાનાં ૩૦ છે. તેમાં પત્ર ૧થી ૨૭ સુધીમાં પ્રસ્તુત ટીકા લખાઈ છે ૨૭ થી ૨૯ માં **શ્રી હારિભદ્રીય પડ્દર્શન સમુચ્ચય** મૂલ લખેલો છે. અને પત્ર ૨૯–૩૦ માં **અજ્ઞાતકર્તૃક લઘુષડ્દર્શન સમુચ્ચય** ગદ્યમાં લખાયેલો છે. ત્યારબાદ ૩૦ મા પત્રમાંથીજ લઘુષ૦સ૦ પદ્ય શરૂ થાય છે, તેના ૨૫ શ્લોક લખ્યા છે, તે પછીના શ્લોકો પત્ર૩૧માં

હોવા જોઈએ પરંતુ તે ૫ત્ર અથવા પત્રો પ્રતિમાંથી જાય છે. દરેક પત્રની દરેક પૃષ્ઠિમાં પંક્તિઓ ૧૪-૧૪ છે. તે દરેકમાં અક્ષરો ૫૩ થી ૬૦ છે. આ પ્રતિનું લીપી સૌષ્ઠવ તથા હાલત સારી છે. પ્રતિ અપૂર્ણ હોવોથી લખનાર લખાવનારની પ્રશસ્તિ કે પુષ્પિકા જેવું કાંઇ નથી. છતાં જે જોઇએ તે આ પ્રતિમાં જરૂર છે, અને તે ટીકાકાર મહારાજની પ્રશસ્તિનાં સાતે પદ્યો. શ્રી બૃહત્ ટીપ્પણિકા તથા જૈન ગ્રંથાવલી (કોન્ફરન્સ) તથા જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (શ્રી મોહનલાલ દલીચંદ) આ સર્વેમાં આ. શ્રી વિદ્યાતિલકસૂરિજીની ૧૨૫૨ શ્લોક પ્રમાણ ૫૦ સ૦ની ટીકા હોવાનો જે ઉલ્લેખ મળે છે તેને પ્રમાણિત કરવાનો સુયશ મોટે ભાગે આ અને જૈન ભંડારોમાં આવી બીજી જે પ્રતિઓ હોય તેના ફાળે જાય છે. આથી જ અમારા પ્રસ્તુત સંસ્કરણમાં આ પ્રતિનું મૂલ્ય અમે ખૂબ જ મહત્વનું લેખીએ છીએ. આ પ્રતિ સત્તરમા સૈકાના અંત ભાગમા લખાએલી જણાય છે.

દાર્શનિક અભ્યાસીઓ માટે અત્યંત જરૂરનું આવું ઉત્તમ સરલ માર્ગદર્શક ન્યાય તર્કની સીધી કેડીએ પ્રવેશ કરાવનાર સાહિત્ય તેનાં આજુબાજુનાં ઉપયોગી અંગો સાથે લગભગ સંપૂર્ણ ગણાય તેવા સંપાદન સાથે અદ્યતન ઢબે પ્રકાશિત કરવાનું જે સદ્ભાગ્ય આ સંસ્થાને પ્રાપ્ત થાય છે તે બદલ ખાસ તો સંપાદક મહાત્મા 'આગમપ્રજ્ઞ શ્રી જૈન સંઘના પરમ ઉપકારક ગુરૂદેવ પૂજ્યપાદ સુવિહિતાગ્રણિ આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાસાહેબના પટ્ટપ્રભાવક આચાર્યદેવ વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબના અમો ઘણા જ રૂણી છીએ. તેઓશ્રીના પુણ્યસ્મરણ સાથે આ ગ્રંથ પ્રકાશનમાં જે પૂજ્યો આદિ તરફથી અમોને ઉપર્યુક્ત પ્રતો વિગેરે સાહિત્ય મળ્યું છે તેઓ સર્વેનો આ તકે અમો આભાર માનીએ છીએ. આ ગ્રંથમાં ટીકાકાર મહર્ષિએ ટીકાન્તર્ગત સાક્ષી ગાથાઓ ૭૧ આપી છે તથા સંપાદક મહાત્માએ ટિપ્પણો '૧૪૬ કરેલાં છે, જે ઉપરથી તેઓશ્રીએ સેવેલ અતિ શ્રમનો વાંચકોને સુંદર ખ્યાલ આવી શકશે.

ઉપરાંત પૂજ્ય શ્રી ગુરૂદેવનું સં. ૨૦૦૦ની સાલનું શુભ ચાતુર્માસ

રાધનપુરમાં થયું. ત્યારે તેઓશ્રીના વિનીત અન્તેવાસી શિષ્યરત્ન પૂજ્ય મુનિરાજશ્રી રૈવતવિજયજી મહારાજે પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વ ઉપર ચોત્રીસ ઉપવાસની મહાન્ તપશ્ચર્યા કરેલી. શ્રી રાધનપુર સંઘે પૂજ્ય શ્રી આચાર્યદેવની પુણ્ય નિશ્રા પામી અભૂતપૂર્વ અક્ષયનિધિ, ચૈત્યપરિપાટી ઉપધાન તપ, આદિ ઘણાં શાસન પ્રભાવનાનાં સત્કાર્યો બજાવ્યાં હતાં. તેની શુભ યાદગિરિમાં સુકૃતાભિલાષો જે સજ્જનોએ આ ગ્રંથ પ્રકાશનમાં દ્રવ્ય સહાય કરી છે, તેમજ સં. ૨૦૦૫ના વૈશાખ માસમાં પુનાના મુનોત ચંદ્રભાણનાં વિધવા ધર્મપત્ની ધનામાઇએ પૂજ્યશ્રી પરમગુરુદેવના વરદ હસ્તે શ્રી તારંગા તીર્થ ઉપર ભગવાન બેસાડયા તેની પુણ્ય યાદગિરિમાં તેમણે અને તેમનાં સ્વજનોએ પણ આ ગ્રંથ પ્રકાશનમાં જે દ્રવ્ય સહાય સમર્પેલ છે, તેઓ સર્વને પણ અમો સાભાર યાદ કરીએ છીએ.

આ ગ્રંથ પ્રકાશિત કરવા પાછળ અમારી મહેનત સં. ૨૦૦૦થી ચાલુ છે. તે પાંચ વર્ષે સફલ થતી જોઇ અમોને હર્ષ થાય છે. મુદ્રણ અને મુદ્રણાલયોના સંબંધમાં વર્તમાનમાં કેટલી મુસ્કેલીઓ વેઠવી પડે છે. તેનો જેમને નિત્ય અનુભવ છે તેઓ આવા વિઘ્નબંધથી કે પ્રસ્તુત મુદ્રણમાં ખૂબ ધ્યાન આપવા છતાં અશુદ્ધિ વિગેરે જે કાંઇ ન્યૂન ત્રુટીઓ રહી જવા પામી હોય તેનાથી આશ્ચર્ય નહિ અનુભવે, એની અમોને ખાત્રી છે. મુદ્રાની અશુદ્ધિઓ વિગેરેનું શુદ્ધિપત્રક આપવામાં આવ્યું છે, તે જોતાં પ્રમાણમાં ઘણી ઓછી થયેલી છે એમ જરૂર દેખાઇ આવશે. વળી અભ્યાસપૂર્ણ વિસ્તૃત વિષયસૂચિ તેમજ વિશેષનામાનુક્રમાદિ પણ મહોપકારી પૂજ્યશ્રી સંપાદક મહાત્માએ પોતે મહેનત લઇને તૈયાર કરી આપેલ છે, તે આ ગ્રંથમાં આપવામાં આવેલ છે, તે તરફ પણ વાંચકોનું અમે ધ્યાન ખેંચીશું.

આ ટૂંક નિવેદન અમે પૂરું કરીએ તે પૂર્વે એ ધ્યાનમાં રહે કે આ પ્રકાશન, પૂજ્ય ગુરુદેવના પ્રથમ શિષ્યરત્ન મુનિરાજ શ્રી રક્ષિતવિજયજી, જેઓ સં. ૧૯૮૦માં કાલધર્મ પામી ગયેલ છે, તેમના પુણ્ય સંસ્મરણાર્થે અર્પણ કરેલ છે. તેમનો ટૂંક પરિચય અત્રે આપવો સ્થાને સમજી અમો તે લખવાની રજા લઇએ છીએ—

# નિ * વા * પાં * જ * લિ

## મુનિરાજ શ્રી રક્ષિતવિજયજી

પૂજ્ય મુનિરાજ શ્રી રક્ષિતવિજયજી જૈનમુનિગણમાં સ્વ-પરકલ્યાણકારિણી શાસન સેવાની ઉજ્જવલ આશા આપતા એક ઉગતા આરાધનાશીલ યુવાન મુનિવર હતા. તેઓનો જન્મ **અમદાવાદ** પાડાપોળમાં સં. ૧૯૯૦ના કારતક સુદ ૪ ને રોજ થયો હતો. તેમના પિતાશ્રીનું નામ શા. ડાહ્યાભાઇ સકરચંદ હતું. તેમની માતુશ્રીનું નામ **સમરથ** બ્હેન છે તેમનું પોતાનું સંસારી નામ **ત્રીકમલાલ** હતું. તેમના પિતાશ્રી તો તેઓ દીક્ષા લેતા પૂર્વે કાળ કરી ગયા હતા. તેમના માતુશ્રી જીવે છે. તેમને સંસારી બે બ્હેનો છે. પરમપૂજ્ય સિદ્ધાંત મહોદધિ **આચાર્યદેવ વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજના સિંચનથી વૈરાગ્ય પામી તેમણે સં ૧૯૮૩ના વૈશાક વદ ૬ ના રોજ ખંભાત જૈનશાળામાં દીક્ષા લઈ પૂજ્ય પરમગીતાર્થ **આચાર્યદેવ વિજયજંબુસૂરીશ્વરજી મહારાજને** પોતાના તારક ગુરૂ કર્યા હતા.

તેમણે દીક્ષા લીધી ત્યારથી આશાતાવેદનીના ઉદયથી તેમની તબીયત આજાર રહેતી હતી. છતાં પોતાના ગુરૂ અને દાદાગુરૂદેવની પુણ્ય નિશ્રામાં જીવનભર રહીને તેમણે જૈનપ્રકરણ, આગમ, ન્યાય, દર્શન, કાવ્ય, કોષ, છંદ, સાહિત્ય આદિ વિષયોનું થોડા સમયમાં પણ જ્ઞાન અચ્છું સંપાદન કર્યું હતું. સંસારીપણે તેમણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. બાલબ્રહ્મચારીપણે ત્રેવીસ વર્ષની વયે

તેમણે દીક્ષા લીધી હતી. દીક્ષા જીવનમાં સાત વર્ષ તેઓ જીવ્યા હતા. આ સાતે વર્ષ મોટે ભાગે તેમણે ટી. બી. ની બીમારીમાં કાઢવાં પડયાં હતાં. ત્રણ ત્રણ ચાર ચાર વખત તેમના શરીર ઉપર મુંબઈ–અમદાવાદના સર્જનોના હાથે ઓપરેશન કરાવવાં પડયાં હતાં. તથાપિ મુનિપણાની ગ્રહણ આસેવન શિક્ષાઓમાં તેઓ એક્કા બન્યા હતા, એ એક નોંધનીય હકીક્ત છે.

તેમની વ્યાખ્યાન તથા લેખનશક્તિ પણ રોચક હતી. તેમની તબીયતની નાદુરસ્તીના કારણે સમાજને તેનો વિશેષ લાભ નથી મળી શકયો. તેમણે દીક્ષાની જઘન્ય વય ઉપર એક સુંદર નિબંધ લખેલો અપ્રકટ છે. તેમાં તેમણે 'દીક્ષાની જઘન્ય વય ગર્ભથી અને જન્મથી આઠ સંપૂર્ણની જ છે પરંતુ ગર્ભથી આઠમું એટલે જન્મથી ૬। વર્ષની નથી,' એ વિગેરે શાસ્ત્રનાં સચોટ પ્રમાણોથી સિદ્ધ કરેલું છે. સં. ૧૯૮૪ માં બાલ વયસ્ક પૂજય મુનિરાજશ્રી વર્ધમાનવિજયજીને તેમના શિષ્ય કરવામાં આવ્યા હતા. તેમનો દેહોત્સર્ગ સં. ૧૯૯૦ના ફાગણ સુદ ૬ ના રોજ અમદાવાદ જૈન વિદ્યાશાળામાં થયો હતો. જીવનના છેલ્લા શ્વાસ સુધી તેમની સમાધિ વખાણવા યોગ્ય હતી. તેમની સેવા શુશ્રૂષા કરાવવામાં તેમના પૂજય ગુરુ અને દાદાગુરુ મહારાજે લગમાત્ર કમીના રાખી ન હતી. અનેક મુનિઓએ પ્રસંગોપાત તેમની સેવાનો લાભ ઉઠાવેલો, તેમાં તેઓશ્રીના કાલધર્મ પામતા સુધી પૂજય મુનિરાજશ્રી રૈવતવિજયજીએ (દીક્ષા સં. ૧૯૮૮) ખડે પગે સેવા બજાવી હતી તે અજોડ હતી.

આ પૂજ્ય મુનિરાજને ન્યાય અને દાર્શનિક શાસ્ત્રોના અભ્યાસનો સારો પ્રેમ હતો. તેમના પુણ્ય સ્મરણાર્થે ભવ્યાવરહાંકિત

સુપ્રસિદ્ધ યાકિની મહત્તરાસૂનુ પૂજ્ય આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિ મહારાજાનો આ શ્રી ષડ્દર્શન સમુચ્ચય ગ્રંથ, તેની ખાસ અભ્યાસોપયોગી પુજ્ય આ. શ્રી વિદ્યાતિલક-સુરિ મહારાજની ટીકા સાથે સમર્પણ કરાય તે ઘણું જ યોગ્ય છે અમો એ સ્વર્ગસ્થ આત્માને શાંતિ ઇચ્છી આ સુંદર ગ્રંથનું તાત્વિક પઠન-પાઠન જૈન-જૈનેતર સમાજમાં ચિરકાળ સુધી થાઓ અને તે દ્વારા સૌ નિઃશ્રેયસને પામો એમ ઇચ્છી અમારૂં આ નિવેદન હું પૂર્ણ કરીશ.

ડભોઈ. સં ૨૦૦૫ ના આશો સુદ ૫, સોમવાર } લી સંઘ સેવક, શ્રી મુ જ્ઞા. ના માનદ મંત્રી.

---

## શ્રી જૈન અનેકાન્તવાદની સર્વતોમુખી પ્રભાવિક અસર

તમે, વેદો, શ્વેતાશ્વતરાદિ ઉપનિષદો, ગીતા, તેમજ બૌદ્ધ, સાંખ્ય અને નૈયાયિકાદિ કોઇ પણ દાર્શનિક મતો જુઓ, તેમાં તત્વજ્ઞોને જૈન અનેકાન્તવાદની અપ્રતિકાર્ય અસર તરવરતી માલુમ પડયા વિના કદી રહેશેજ નહિ. 'જે એક છે તેજ અનેક છે, જે સર્જક છે તે સૃજ્ય પણ છે, જે અજ છે તેજ જન્મ લેનાર પણ છે, જે ભાવસ્વરૂપ છે તે અભાવ સ્વરૂપ પણ છે, જે દૂર છે તે નજીક પણ છે, અણુ પણ તે છે અને મહત્ પણ તે જ છે, શૂન્ય પણ તે છે અને સર્વમય પણ તે જ છે, આવા અગણિત વિરુદ્ધ દ્વન્દ્વ ભાવોને ધારણ કરનાર ઉપનિષદ્ આદિનો પુરૂષોત્તમ સ્યાદ્વાદ અથવા અનેકાન્તવાદ વિના કદી સમાધેય થઇ શકતો નથી.' (આ માટે જુઓ આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર કૃત 'વદવાદ દ્વાત્રિંશિકા,' અને તેના ઉપરનું પ્રજ્ઞાચક્ષુ સુખલાલજીનું વિવેચન.' પ્રકાશક ભારતીય વિદ્યાભુવન. ઈ. સ. ૧૯૪૫)

આ અનેકાન્તવાદની વ્યાપક અસર નહિ તો બીજું શું છે?

# अथ विषयानुक्रमणिका

# विशेपनामानुक्रमणिका

संक्षिप्ताक्षरपरिभाषायामिदं ज्ञेयम्।

मू० इति मूलम्। प्र० ,, प्रशस्तिः।
वृ० ,, वृत्तिः। पु० ,, पुष्पिका।
टि० ,, टिप्पनम्। गा० सि० इति गायकवाड सीरीझ।

## शुद्धिपत्रकेऽवधार्यम्।

| पृ. | पं. | अशुद्धम्। | शुद्धम्। |
|---|---|---|---|
| १३९ | १९ | एतदन्तरं च वृत्तं न | एतदनन्तरं च वृत्तं |
| १४० | १२ | एव[1] | एव + |
| १५६ | ६ | नित्याद्य (द्वै) नेकान्तवादः, | नित्याद्य(द्वै)तैकान्तवादः, |
| १५८ | १३ | वृद्धदा (चा) र्ये. | वृद्धदा (चा[B]) र्यः १४ |
| ,, | २५ | 'ग्लिनां मुक्ति ११९ ४' | इत्यधिकं मुद्रितम्। |

# સંસ્થાના જ્ઞાનયજ્ઞમાં સહાય કરનાર વધુ પુણ્યશાલીઓ.

મહેસાણા

૧૫૦) શા. માધવલાલ નથુભાઇ
૧૦૦) ,, ભોગીલાલ મગનલાલ
૧૦૦) ,, કેશવલાલ માણેકચંદ
૧૦૦) ,, બાબુલાલ જેસીંગભાઇ
૫૦) ,, હકીભાઇ રતનચંદ
૫૦) ,, પુનમચંદ રણછોડવાલા
૫૦) ,, નાથાલાલ છગનલાલ

વીસનગર

૧૦૦) ,, ભોગીલાલ મનસુખલાલ
૧૦૦) ,, વાડીલાલ છોટાલાલ
૧૦૦) ,, ગોકળદાસ કમાણાવાળાના સુપુત્રો અંબાલાલ તથા નટવરલાલ

ધોરાજી

૧૦૦) ,, મણીલાલ ઝીણાભાઈ

રાધનપુર

૧૦૦) પારેખ નરપતલાલ ઉત્તમચંદની ધર્મપત્ની મોતીબ્હેન
૧૦૦) વારૈયા જીવતલાલ દેવસીભાઇની ધર્મપત્ની મણીબેન(માનતના)

---

स्वर्गस्थ–
पूज्य मुनिवरश्रीरक्षितविजयानां पुण्यस्मृत्यै सम र्पितमिदं प्रकाशनं श्री मुक्ताबाई ज्ञानमंदिर कोशाध्यक्षेण।
दर्भावती, सं २००५ आश्विन शुक्ला पूर्णिमा, भृगुवासर ।

---

કુવાલા

૧૦૦) શેઠાણી નરપતલાલ મનસુખલાલ
૭૫) શા. જીવાશેઠ સવજીભાઇ
૬૦) ,, કાન્તિલાલ વનજીભાઈ
૫૦) ,, બાબુશેઠ રૂપસીભાઈ

જેટાપુ

૧૦૦) શા. આત્મારામ અંબાલાલ

ડીબોદરા

૧૦૦) શા રવચંદ કેવલદાસના સુપુત્રો, તલકચંદ, પોપટલાલ તથા હરિલાલ આદિ

સિદ્ધપુર

૫૦) ,, ગગલદાસ ઇશ્વરલાલ

કરજીસણ

૫૦) ,, નાથાલાલ ન્યાલચંદ

नमः प्रकट-प्रभावि-चारुप-[illegible]-पार्श्वनाथाय ।
तपोगच्छ-गगन-दिनमणि-परमगुरु-पूज्य-आचार्यश्री
१००८ विजयकमल-दान-प्रेम-सूरीन्द्रेभ्यो नमः ।
श्रीरुद्रपल्लीयगणमौक्तिक-श्रीविद्यातिलकमुनीन्द्र-विरचित-
संक्षिप्तवृत्त्यलङ्कृतः पूज्यपादाचार्य-याकिनीमहत्तरा
सुनु-श्री-हरिभद्रसूरिशेखरसंदृब्धोऽयं

# श्री षड्दर्शनसमुच्चयः ।

सज्ज्ञानदर्पणतले विमलेऽत्र यस्य,
ये केचिदर्थनिवहाः प्रकटीबभूवुः ।
तेऽद्यापि भान्ति कलिकालजदोषभस्म-
प्रोद्दीपिता इव शिवाय स मेऽस्तु वीरः ॥१॥

जैनं यदेकमपि बोधविधायिवाक्य-
मेवं श्रुतिः फलवती भुवि येन चक्रे ।
चारित्रमाप्य वचनेन महत्तरायाः,
श्रीमान्स नन्दतु चिरं हरिभद्रसूरिः ॥२॥

संनिधेहि तथा वाणि !, षड्दर्शनाङ्कपद्मजे ।
यथा षड्दर्शनव्यक्ति,-स्पष्टने प्रभवाम्यहम् ॥३॥

व्यासं विहाय संक्षेप,-रुचिसत्त्वानुकम्पया ।
टीका विधीयते स्पष्टा, षड्दर्शनसमुच्चये ॥४॥

इह हि श्रीजिनशासनप्रभावनाविर्भावकप्रभोदयभूरियशाश्चतुर्दशशतप्रकरणकरणोपकृतजिनधर्मो भगवान् श्रीहरिभद्रसूरिः षड्दर्शनप्रमाणपरिभाषास्वरूपजिज्ञासुशिष्यहितहेतवे प्रकरणमारिप्समानो निर्विघ्नशास्त्रपरिसमाप्त्यर्थं स्वपरश्रेयोऽर्थं च समुचितेष्टदेवतानमस्कारपूर्वकमभिधेयमाह, तथाहि—

सद्दर्शनं जिनं नत्वा, वीरं स्याद्वाददेशकम् ।
सर्वदर्शनवाच्योऽर्थः, संक्षेपेण निगद्यते ॥१॥

व्याख्या—अर्थो 'निगद्यते'ऽभिधीयत इति सम्बन्धः। अर्थशब्दोऽत्राभिधेयवाचको ग्राह्यः, "अर्थोभिधेयरैवस्तुप्रयोजननिवृत्तिष्विव"—त्यनेकार्थवचनात्, 'मये'त्यनुक्तस्यापि गतार्थत्वात्, किंविशिष्टोऽर्थः? 'सर्वदर्शनवाच्य' इति, सर्वाणि च तानि दर्शनानि बौद्ध-नैयायिक-सांख्य-जैन-वैशेषिक-जैमनीयादीनि समस्तमतानि वक्ष्यमाणानि तेषु 'वाच्यः'—कथनीयः। किं कृत्वा? 'जिनं नत्वा'। सामान्यमुक्त्वा विशेषमाह—कं जिनं? 'वीरं' वर्द्धमानस्वामिनम्, वीरमिति साभिप्रायम्, प्रमाणवक्तव्यस्य परपक्षोच्छे-

+ °विभवक° ज.। विभावक° पु. ध.।
१ अन्यत्र 'जैमिनी'ति प्रतेरप्यस्मिन्ग्रन्थे सर्वत्र 'जैमनी'ति पाठः सुप्रयालोक्यते ।

दादिसुभटवृत्तित्वात् भगवतश्च दुःखसंपादिविषमोपसर्गसहिष्णुत्वेन सुभटरूपत्वात्, तथा चोक्तम्—

"विदारणात्कर्मततेर्विराजना-त्तपःश्रिया विक्रमतस्तथाऽद्भुतात्।
भवत्प्रमोदः किल नाकिनायक-श्चकार ते वीर इति स्फुटाभिधाम्॥"(१)

इति युक्तियुक्तं ग्रन्थप्रारम्भे वीरजिननमस्करणं प्रकरणकृतः। यद्वा आसन्नोपकारित्वेन युक्ततरमेव श्रीवर्द्धमानतीर्थकृतो नमस्करणम्। तमेव विशिनष्टि–किम्भूतं? 'सद्दर्शनं' सत्–शोभनं दर्शनं–शासनं सामान्यावबोधलक्षणं ज्ञानं सम्यक्त्वं वा यस्य स तमिति। ननु दर्शन–चारित्रयोरुभयोरपि मुक्त्यङ्गत्वात् किमर्थं 'सद्दर्शन'मित्येकमेव विशेषणमाविष्कृतम्? ननु दर्शनस्यैव प्राधान्यात्, यत् सूत्रम्—

"भट्ठेण चरित्ताओ, दंसणमिह दढयरं गहेयव्वं।
सिज्झंति चरणरहिया, दंसणरहिया न सिज्झंति॥" (२)

इति तद्विशेषणमेकमेव युक्तम्। पुनः कथम्भूतं? 'स्याद्वाददेशकं', स्याद्–विकल्पितो वादः स्याद्वादः–सदसन्नित्याऽनित्याऽभिलाप्याऽनभिलाप्यसामान्यविशेषाद्यात्मकस्तं दिशति–भविकेभ्य उपदिशति यस्तम्। अत्रादिमार्धे भगवतोऽतिशयचतुष्टयमाक्षिप्तं–सद्दर्शनमिति ज्ञानदर्शनयोः सहचारित्वाद् ज्ञानातिशयः १, जिनं वीरमिति रागादिजेतृत्वाद् अष्टकर्माद्यपायनिराकर्तृत्वाच्चापायापगमा-

---

* °टवृत्तित्वात्, ज.। A 'ग्रन्थारम्भे' प.। B "क्तमेव' जं.।
२ विलोक्यत एतत्पद्य श्री भगवतीसूत्रवृत्तौ, मु. पृ. ३४/१। C 'शेषणमेव' पु. जं.। D 'किम्भूतं' ध.।

तिशयः २, स्याद्वाददेशकमिति वचनातिशयः ३, ईदृग्विधस्य निरन्तरभक्तिभरनिर्भरसुरासुरनिकायनिषेव्यत्वमानुपङ्गिकमिति पूजातिशयः ४। इति प्रथमश्लोकार्थः ॥१॥

कानि तानि दर्शनानि? इति व्यक्तितस्तत्सङ्ख्यामाह—

**दर्शनानि षडेवात्र, मूलभेदव्यपेक्षया।**
**देवतातत्त्वभेदेन, ज्ञातव्यानि मनीषिभिः ॥२॥**

व्याख्या–'अत्र' जगति प्रसिद्धानि षडेव दर्शनानि, एव शब्दोऽवधारणे, यद्यपि भेद-प्रभेदतया बहूनि दर्शनानि प्रसिद्धानि, यदुक्तं सूत्रे[३]—

"[४]असियसयं किरियाणं, अकिरियवाईणमाहु चुलसीई।
अन्नाणि य सत्तट्ठी, वेणइयाणं च वत्तीसं॥" (३)

इति त्रिषष्ठ्यधिका त्रिशती पाखण्डिनाम्। बौद्धानां चाष्टादशनिकायभेदाः, वैभाषिक+सौत्रान्तिकयोगाचारमाध्यमिकादयश्चान्तर्भेदा बौद्धानाम्, जैमनेश्च शिष्यकृता भेदा बहवः—

३ सूत्रकृताङ्गम्। + 'सूत्रान्ति' ध.।

४ अत्रास्यैव मूलग्रन्थस्य तर्करहस्यदीपिकाभिधाना बृहद्वृत्तिः—

"अस्या व्याख्या—अशीत्यधिकं शतम्। 'किरियाणंति' क्रियावादिनाम्। तत्र क्रियां जिवादस्तिवं वदन्तीत्येवं शीला क्रियावादिनः,

मरीचिकुमारकपिलोलूकमाठरप्रभृतयः। ते पुनरमुनोपायेनाशीत्यधिकशतसंख्या-विज्ञेयाः। जीवाजीवास्रवबन्धसंवरनिर्जरापुण्यापुण्यमोक्षरूपान्नव पदार्थान् परि-पाट्या पट्टिकादौ विरचय्य जीवपदार्थस्याधः स्वपरभेदावुपन्यसनीयौ। तयोरधो नित्यानित्यभेदौ, तयोरप्यधः कालेश्वरात्मनियतिस्वभावभेदाः पञ्च न्यसनीयाः, ततश्चैवं विकल्पाः कर्तव्याः, तद्यथा—'अस्ति जीवः स्वतो नित्यः कालतः' इत्येको विकल्पः। अस्य च विकल्पस्यायमर्थः—विद्यते खल्वयमात्मा स्वेन रूपेण नित्यश्च कालतः कालवादिनो मते। कालवादिनश्च नाम ते मन्तव्या ये कालकृतमेव जगत्सर्वं मन्यन्ते।...उक्तेनैव प्रकारेण द्वितीयोऽपि विकल्पो वक्तव्यो नवरं कालवादिन इति वक्तव्य ईश्वरवादिन इति वक्तव्यम्, तद्यथा—'अस्ति जीवः स्वतो नित्य ईश्वरतः'। ईश्वरवादिनश्च सर्वं जगदीश्वरकृतं मन्यन्ते। ...तृतीयो विकल्प आत्मवादिनाम्। आत्मवादिनो नाम पुरुष एवेदं सर्वमित्यादि प्रतिपन्नाः। चतुर्थो विकल्पो नियतिवादिनाम्, ते ह्येवमाहुः—'नियति'र्नाम तत्त्वान्तरमस्ति यद्वशादेते भावाः सर्वेऽपि नियतेनैव रूपेण प्रादुर्भावमश्नुवते, नान्यथा।...तदेवं स्वत इति पदेन लब्धाः पञ्च विकल्पाः, एवं च परत इत्यनेनापि पञ्च लभ्यन्ते। परत इति परेभ्यो व्यावृत्तेन रूपे-णात्मा विद्यते, यतः प्रसिद्धमेतत्सर्वपदार्थानां परपदार्थस्वरूपापेक्षया स्वरूप-परिच्छेदो, यथा दीर्घत्वापेक्षया ह्रस्वत्वादिपरिच्छेदः, एवमात्मनि स्तम्भा-दीन्समीक्ष्य तद्व्यतिरिक्तबुद्धिः प्रवर्तते, अतो यदात्मनः स्वरूपं तत्परत एवावधार्यते न स्वत इति। एवं नित्यत्वापरित्यागेन दश विकल्पा लब्धाः, एवमनित्यपदेनापि, सर्वेऽपि मिलिता विंशतिः। एते च जीवपदार्थेन लब्धाः,

एवमजीवादिष्वष्टसु पदार्थेषु प्रत्येकं विंशतिर्विंशतिविकल्पा लभ्यन्ते, ततो विंशतिर्नवगुणिता शतमशीत्युत्तरं क्रियावादिनां भवति।

तथा न कस्यचित्प्रतिक्षणमवस्थितस्य पदार्थस्य क्रिया संभवति, उत्पत्त्यनन्तरमेव विनाशात् इत्येवं ये वदन्ति ते अक्रियावादिन आत्मादिनास्तित्ववादिन इत्यर्थः। ते च कौकुलकाण्ठेविद्धिरोमकसुगतप्रमुखाः।…एतेषां चतुरशीतिर्भवति। सा चामुनोपायेन द्रष्टव्या—पुण्यापुण्यवर्जितशेषजीवाजीवादिपदार्थसप्तकन्यासः, तस्य चाध प्रत्येकं स्वपरविकल्पोपादानम्, असत्वादात्मनो नित्यानित्यविकल्पौ न स्त, कालादीनां पञ्चानामधस्तात्पष्ठी यदृच्छा न्यस्यते, इह यदृच्छावादिनः सर्वेऽप्यक्रियावादिनस्ततत प्राग्यदृच्छा नोपन्यस्ता। तत एवं विकल्पाभिलाप—नास्ति जीव स्वत कालत इत्येको विकल्पः,… तथा च स्वत षड्विकल्पा लब्धा। तथा नास्ति परतः कालत इत्येवमपि षड्विकल्पा लभ्यन्ते, सर्वेऽपि मिलिता द्वादश विकल्पा जीवपदेन लब्धा, एवमजीवादिष्वपि षट्सु पदार्थेषु प्रत्येकं द्वादश द्वादश विकल्पा लभ्यन्ते, ततो द्वादशभिः सप्तगुणिताश्चतुरशीतिर्भवन्त्यक्रियावादिनां विकल्पा।

तथा कुत्सितं ज्ञानमज्ञानं तदेषामस्तीत्यज्ञानिकाः, ततोऽनेकस्वरादि'ति मत्वर्थीय 'इक' प्रत्यय.। अथवाऽज्ञानेन चरन्तीत्यज्ञानिकाः, असञ्चिन्त्यकृतकर्मबन्धवैफल्यादिप्रतिपत्तिलक्षणा साकल्यसात्यमुग्रिमौदपिप्पलादबादरायणजैमिनिवसुप्रभृतय।.. ते चाज्ञानिका सप्तषष्टिसंख्या अमुनोपायेन प्रतिपत्तव्या—इह जीवाजीवादीपदार्थान्कचित् पट्टकादौ व्यवस्थाप्य पर्यन्त उत्पत्तिः स्थाप्यते, तेषा च जीवादीना नवाना प्रत्येकमध सप्त सत्त्वादयो न्यस्यन्ते,

तद्यथा–सत्वम् १, असत्वं २, सदसत्वम् ३, अवाच्यत्वं ४, सदवाच्यत्वम् ५, असदवाच्यत्वं ६, सदसदवाच्यत्वं ७ चेति।…सप्त च विकल्पा नवभिर्गुणिता जातास्त्रिषष्टिः, उत्पत्तेश्चत्वार एवाद्या विकल्पाः, तद्यथा–सत्त्वमसत्त्वं सदसत्त्वमवाच्यत्वं चेति, शेषं विकल्पत्रयं तूत्पत्युत्तरकालं पदार्थावयवापेक्षमतोऽत्रासंभवीति नोक्तम्, एते चत्वारो विकल्पास्त्रिषष्टिमध्ये प्रक्षिप्यन्ते ततः सप्तषष्टिर्भवन्ति। ततः को जानाति जीवः सन्नित्येको विकल्पः, न कश्चिदपि जानाति, तद्ग्राहकप्रमाणाभावादिति भावः, ज्ञातेन वा किं तेन प्रयोजनम्? ज्ञानस्याभिनिवेशहेतुतया परलोकप्रतिपन्थित्वात्। एवमसदादयोऽपि विकल्पा भावनीयाः। उत्पत्तिरपि किं सतोऽसतः सदसतोऽवाच्यस्य वेति को जानाति? ज्ञातेन वा न किञ्चिदपि प्रयोजनमिति।

तथा विनयेन चरन्तीति वैनयिकाः, वसिष्टपराशरवाल्मीकिव्यासेलापुत्रसत्यदत्तप्रभृतयः। एते चानवधृतलिङ्गाचारशास्त्रा विनयप्रतिपत्तिलक्षणा वेदितव्याः, ते च द्वात्रिंशत्संख्या अमुनोपायेन द्रष्टव्या–सुरनृपतियतिज्ञातिस्थविराधममातृपितृरूपेष्वष्टसु स्थानेषु कायेन मनसा वाचा दानेन च देशकालोपपन्नेन विनयः कार्य इति चत्वारः कायादयः स्थाप्यन्ते, चत्वारश्चाष्टभिर्गुणिता जाता द्वात्रिंशत्। एवमेतानि त्रीणि शतानि त्रिषष्ट्यधिकानि परदर्शनानां भवन्ति।

अथवा लोकस्वरूपेऽप्यनेके वादिनोऽनेकधा विप्रवदन्ते, तद्यथा–केचिन्नारीश्वरजं जगन्निगदन्ति, परे सोमाग्निसम्भवम्, वैशेषिका द्रव्यगुणादिषड्विकल्पम्, केचित्काश्यपकृतम्, परे दक्षप्रजापतीयम्, केचिद्ब्रह्मादित्रयैक-

"उत्पलः कारिकां वेत्ति, तन्त्रं वेत्ति प्रभाकरः ।
वामनस्तूभयं वेत्ति, न किञ्चिदपि रेवणः ॥" (४)

अपरेऽपि बहूदककुटीचरहंसपरमहंसभाट्टप्रभाकरादयो बहवोऽन्तर्भेदाः। अपरेषामपि दर्शनानां तत्त्वदेवताप्रमाणादिभिन्नतया बहुभेदाः प्रादुर्भवन्ति, तथापि परमार्थतस्तेषामेष्वेवान्तर्भावात् षडेवेति सावधारणं पदम्। ननु सङ्ख्यमानानियतो भेदानुपेक्ष्य किमर्थं षडेव?

---

मूर्तिसृष्टम्, वैष्णवा विष्णुमयम्, पौराणिका विष्णुनाभिपद्मजब्रह्मजनितम्, ते एव केचिदवर्णं ब्रह्मणा वर्णादिभिः सृष्टम्, केचित्कालकृतम्, परे क्षित्याद्यष्टमूर्तीश्वरकृतम्, अन्ये ब्रह्मणो मुखादिभ्यो ब्राह्मणादिजन्मकम्, सांख्याः प्रकृतिप्रभवम्, शाक्या विज्ञप्तिमात्रकम्, अन्य एकजीवात्मकम्, केचिदनेकजीवात्मकम्, परे पुरातनकर्मकृतम्, अन्ये स्वभावजम्, केचिदक्षरजातभूतोद्भूतम्, केचिदण्डप्रभवम्, आश्रमी त्वहेतुकम्, पूरणो नियतिजनितम्, पराशर परिणामप्रभवम्, केचिद्यादृच्छिकम्, नैकवादिनोऽनेकस्वरूपं, तुरुष्का गोस्वामिनामैकदिव्यपुरुषप्रभवम्, इत्यादयोऽनेके वादिनो विद्यन्ते। एषां स्वरूपं लोकतत्त्वनिर्णयाद्धारिभद्रादवसातव्यम्। एवं सर्वगतादिजीवस्वरूपे ज्योतिश्चक्रादिचरस्वरूपे च नैके विप्रतिपद्यन्ते"। (पृ. ४–८ आ. स. भावनगर)

५ तुवि=तुम्बीति (श. र. शब्दकोषे) 'तुवैक' ज.। श्री बृहद्वृत्तौ त्वेत्पद्यमेव विलोक्यते–

"ओंबेकः कारिकां वेत्ति, तन्त्रं वेत्ति प्रभाकरः ।
वामनस्तूभयं वेत्ति, न किंचिदपि रेवणः ॥१॥" (बृ. वृ. ८)

इत्याह–'मूलभेदव्यपेक्षया', मूलभेदास्तावत् षडेव–षट्सङ्ख्याः, तेषां व्यपेक्षया–तानाश्रित्येत्यर्थः। तानि दर्शनानि 'मनीषिभिः'– पंडितैः, 'ज्ञातव्यानि'–बोद्धव्यानि। केन प्रकारेणेति–'देवता-तत्त्वभेदेन', देवताः–दर्शनाधिष्ठायिकाः तत्त्वानि च–मोक्षसाधकानि रहस्यानि, तेषां भेदः, तेन पृथक् पृथग् दर्शनदेवता+ दर्शनतत्त्वानि च ज्ञेयानीत्यर्थः ॥२॥

तेषामेव दर्शनानां नामान्याह—

**बौद्धं नैयायिकं साङ्ख्यं, जैनं वैशेषिकं तथा।**
**जैमनीयं च नामानि, दर्शनानाममून्यहो ॥३॥**

व्याख्या—'अहो' इति इष्टामन्त्रणे। 'दर्शनानां' मतानाम-मूनि नामानीति सङ्ग्रहः। ज्ञेयानीति क्रियाऽस्ति–भवंतीत्यादि-*वदनुक्ताप्यवगन्तव्या। तत्र 'बौद्धम्' इति बुद्धो देवताऽस्येति बौद्धं–सौगतदर्शनं १। 'नैयायिकं'A–पाशुपतदर्शनम्, तत्र न्यायः–प्रमाण-मार्गः, तस्मादनपेतं नैयायिकमिति व्युत्पत्तिः २। 'सांख्यमि'ति कापिलदर्शनम्, आदिपुरुषनिमित्तेयं संज्ञा ३। 'जैनम्' इति जिनो देवताऽस्येति जैनम् आर्हतं दर्शनम् ४। 'वैशेषिकम्' इति काणाददर्शनं, दर्शनदेवतासाम्येऽपि नैयायिकेभ्यो द्रव्यगुणादिसामग्र्या विशिष्टमिति वैशेषिकम् ५। 'जैमनीयं' जैमनि–ऋषिमतं भाट्ट-

+ °तातत्त्वानि च ध.। * °वत्यादि° ध.। A °यिकदर्शनं पाशु° ध.।

दर्शनम् ६। षः समुच्चयस्पर्शकः। एवं तावत् षड्दर्शननामानि ज्ञेयानि शिष्येणेत्यवसेयम् ॥३॥

अथ[*] द्वारश्लोके प्रथममुपन्यस्तत्वाद् बौद्धदर्शनमेवादावाचष्टे[+]—

**तत्र बौद्धमते तावद्, देवता सुगतः किल।**
**चतुर्णामार्यसत्यानां, दुःखादीनां प्ररूपकः ॥४॥**

व्याख्या—'तत्र' तस्मिन् 'बौद्धमते' सौगतशासने[A] 'तावद्' इति प्रक्रमे 'सुगतो देवता' बुद्धो[B] देवता–बुद्धभट्टारको दर्शनादिकरः। 'किल' इत्याप्तप्रवादे। तमेव विशिनष्टि तत्त्वनिरूपकत्वेन–कथम्भूतो देवता? 'प्ररूपकः' दर्शकः कथयितेति यावत्। केषाम्? इत्याह–'आर्यसत्यानाम्' आर्यसत्यनामधेयानां तत्त्वानाम्। कति-संख्यानाम्? इति–'चतुर्णां' चतूरूपाणाम्। किंरूपाणाम्? इत्याह–'दुःखादीनां' दुःख-समुदय-मार्ग्र(र्ग)-निरोधलक्षणानां, आदिशब्दोऽवयवार्थोऽत्र। यदुक्तम्—

"सामीप्येऽथ[C] व्यवस्थायां, प्रकारेऽवयवे तथा।
चतुर्ष्वर्थेषु मेधावी, आदिशब्दं तु लक्षयेत्॥" (५) इति।

एवंविधः सुगतो बौद्धमते देवता ज्ञेय इत्यर्थः ॥४॥

---

* °थ यथा द्वार° पु.। + °वाचष्टे ध.। A °तदर्शने ध.। B बौद्धो ज. पु.। C °प्येऽपि व्य° ध.।

आदिममेव तत्त्वं विवृण्वन्नाह—

**दुक्खं संसारिणः स्कंधा–स्ते च पञ्च प्रकीर्त्तिताः ।**
**विज्ञानं वेदना संज्ञा, संस्कारो रूपमेव च ॥५॥**

व्याख्या–दुक्खं किमुच्यते ? इत्याशंकायां 'संसारिणः स्कंधाः'–संसरन्तीति संसारिणः, विस्तरणशीलाः, स्कंधाः प्रचयविशेषाः, संसारेऽमी चयापचयरूपा भवन्तीत्यर्थः । 'ते च' स्कंधाः 'पञ्च प्रकीर्त्तिताः' पञ्चसङ्ख्याः कथिताः । के ते ? इत्याह– '**विज्ञानं वेदना संज्ञा संस्कारो रूपमेव च**' इति, तत्र 'विज्ञानम्' इति विशिष्टं ज्ञानं विज्ञानं–सर्वक्षणिकत्वज्ञानम्, यदुक्तम्—

"[६]यत्सत्तत्क्षणिकं यथा जलधरः सन्तश्च भावा इमे,
सत्ता शक्तिरिहार्थ[७]कर्मणि मिते सिद्धेषु सिद्धा च (न) सा ।

---

[४] रूपं च' इति पु. जं. । [६] एतत्पद्य मध्वाचार्यविरचिते सर्वदर्शनसंग्रहे एव पठ्यते–तदुक्त ज्ञानश्रिया—

"यत्सत्तत्क्षणिक यथा जलधरः सन्तश्च भावा अमी,
सत्ता शक्तिरिहार्थकर्म्मणि मितेः सिद्धेषु सिद्धा न सा ।
नाप्येकैव विधाऽन्यथा परकृतेनापि क्रियादिर्भवेत्,
द्वेधापि क्षणभङ्गसङ्गतिरतः साध्ये च विश्राम्यति ॥ इति २४॥"
(मुद्रित पृ २४ वेंकटेश्वर प्रेस, मुम्बई.)

स्याद्वदरत्नाकर–चतुर्थ–विभागे पृ. ७४७ तमे (पुना) चैतद्वृत्तं यथाश्रुतमेव विलोक्यते । [७] "यदेवार्थक्रियाकारि तदेव परमार्थ सत्" 'ध'टिप्पणी ।

नाप्येकैव विधाऽन्यदापि परक्लृप्तैव क्रिया वा भवेद्,
द्वेधापि क्षणभङ्गसङ्गतिरतः साध्ये च विश्राम्यति ॥" (६)

इति विज्ञानम्। 'वेदना' इति, वेद्यत इति वेदना-पूर्वभवपुण्यपापपरिणामवद्धा सुखदुःखानुभवरूपा, तथा च भिक्षुर्भिक्षामटंश्चरणे कंटके लग्ने प्राह—

"इत एकनवतेः कल्पे, शक्त्या मे पुरुषो हतः।
तत्कर्मणो विपाकेन, पादे विद्धोऽस्मि भिक्षवः॥" (७) इत्यादि

'संज्ञा' इति, संज्ञा नाम कोऽर्थः? सर्वमिदं सांसारिकं सचेतनाचेतनस्वरूपं व्यवहरणं संज्ञामात्रं-नाममात्रम्, नात्र कलत्रपुत्रमित्रभ्रात्रादिसम्बन्धो घटपटादिपदार्थसार्थो वा पारमार्थिकः। तथा च तैत्सूत्रम्—

'नानीमानि भिक्षव ? संज्ञामात्रं व्यवहारमात्रं संवृत्तिमात्रम्-अतीतोऽद्धा अनागतोऽद्धा, सहेतुको विनाशः, आकाशं, पुद्गला' इति।"

---

६ ...ग्ध वि इति स्याद्वादरत्नाकर पृ ७४७ तमे पठितम्।

...स्याद्वादमञ्जर्यामेव दृश्यते-
'इत एकनवते कल्पे, शक्त्या मे पुरुषो हतः।
तत्कर्मविपाकेन पादे विद्धोऽस्मि भिक्षवः ॥१॥" (मु. पृ. १५७ पुना.) ... इत एकनवतौ कल्पे " इति पाठ। (पृ. १, आत्मानन्दसभा, ...ग्रन्थ ] ...।

१० ...सौत्रान्तिकमतम्, तथा चास्य वृद्दद्वृत्तावाचार्या गुणरत्नस्य -' सौत्रान्तिकमत पुनरिदम्-

'संस्कार' इति, इहभवपरभवविषयः सन्तानः पदार्थनिरीक्षणप्रबुद्धपूर्वभवानुभूतसंस्कारस्य प्रमातुः 'स एवायं देवदत्तः' 'सैवेयं दीपकलिका' +इत्या-द्याकारेण ज्ञानोत्पत्तिः संस्कारः। यदाह—

"[11]यस्मिन्नेव हि सन्ताने, आहिता कर्मवासना।
फलं तत्रैव सन्धत्ते, कर्पासे रक्तता यथा॥" (८) इति।

'रूपमि'ति, रगरगायमाणपरमाणुप्रचयः। बौद्धमते हि स्थूलरूपस्य जगति विवर्तमानपदार्थजालस्य तत्तद्दर्शनोपपत्तिभिर्निराक्रियमाणत्वात् परमाणव एव तात्त्विकाः। 'चः' पुनरर्थे 'एव' इति पूरणार्थे ॥५॥

दुःखनामधेयमार्यसत्यं पञ्चभेदतया निरूप्याथ समुदयतत्त्वस्वरूपमाह—

**समुदेति यतो लोके, रागादीनां गणोऽखिलः।**
**आत्मात्मीयस्वभावाख्यः, समुदयः स संमतः॥६॥**

---

रूपवेदनाविज्ञानसंज्ञासंस्काराः सर्वशरीरिणामेते पञ्चस्कन्धा विद्यन्ते, न पुनरात्मा, त एव हि परलोकगामिनः, तथा च तत्सिद्धान्तः–'पञ्चेमानि भिक्षवः संज्ञामात्रं प्रतिज्ञामात्रं संवृत्तिमात्रं व्यवहारमात्रम्, कतमानि पञ्च? अतीतोऽध्वा, अनागतोऽध्वा, सहेतुको विनाशः, आकाशं, पुद्गल' इति।" (मु. पृ. १९/१)

+ इति आका° ध.। ११ स्याद्वादमञ्जर्यामपि, पृ. १५६.

* °य भावाख्यः समुदयः स उदाहृतः॥ ध.। एवमेव मुद्रिते षड्दर्शनसमुच्चयवृत्तावपि, मूलस्य पाठः (पृ. ११/२ आ. स.)

